શ્રી ૧

# માનધાતા વંશાવળીઆ તલબદા કોળી મહાજનના

# નીયમો

છપાવી પ્રસીદ્ધ કરનાર.

## મહાજનના પ્રમુખ સાહેબ તેમજ પંચ પટેલ અને સરપંચો

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦

પ્રત૧૯૦૦

આ બુક પંચને ખર્ચે છપાવી છે.

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ, ભાગાતળાવ—સુરત.

કિંમત ૦—૧—૬

શ્રી ૧।

# માનધાતા વંશાવળીઆ તલબદા કોળી મહાજનના

# નીયમો.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

મહાજનના પ્રમુખ સાહેબ તેમજ પંચ પટેલ અને સરપંચો.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

પ્રત ૧૦૦૦

આ બુક પંચને ખર્ચે છપાવી છે.

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ, ભાગાતળાવ સુરત.

કિંમત ૦-૧-૬

# ઇશ્વર સ્તુતિ.

## પ્રભાત

જાગ્યરે જીવ અજ્ઞાન આળસ તજી જગત કરનારને લેને જાણી
નરદેહ નીરમીયો નીતિ સંભાળવા, આચરે અનિતિ તે અધમપ્રાણી...ટેક ૧
વિશ્વકર્તા તણું દીસે ડહાપણ ઘણું સુખકર સરજ્યો સુરજ જેણે
તેજ ફ્લે અતિ વાયુ છાદનવતી આંખ્ય સહુ દેખતી થાય એણેર
ધન દયાળને ધરણી કેવી રચી સીધ પદારથ યુકિત સારી.
વિવિધ પ્રકારના વનમાંહી વનસપતિ અખીલ છે અમીત આનંદકારી ૩
પોષવા સર્વેને નીર પેદા કર્યું વ્યોમ માંહી રચી મેઘ માળા
ચંદ્ર આકર્ષણે સીંધુ ભરતી ચડે, જાય એ જુકિતથી વહાણવાળા ૪
જ્યોતીસ ચક્ર તું જોને આકાશમાં દીસતા દીવ્ય અનંત તારા
એજ ઉપયોગી છે સર્વ સંસારને ધન્ય હેં સૃષ્ટિ સરજનાર સારા ૫
તાહરો દેહ તું જોને કેવો કર્યો અદભુતતા ઘણીજ છેજ એમાં
સર્વ વિષય તણું જ્ઞાન બહુ થાય છે, તત્વ મોટું કરયું ચીત્ત તેમાં ૬
બુદ્ધિએ નીશ્ચય થાય બહુ વાતના એ થકી અધીક ઉપયોગ સુજે
એજ સરજનારને મુઢ સમરે નહીં મદમતી મલીન પાખંડ પુજે ૭
સરજનારનું જ્ઞાન સોહામણું સર્વને સમજવા યોગ્ય સારૂ
કેસવ સધ સંસારથી ઉધરે વચન સુવીચારથી માને મારૂ ૮

બનાવનાર બમરોલી નીવાસી.
**કેશવલાલ પરભુદાશ તલાટી.**
Keshavlal Parbhudas Talati
1—1—10

## સત્સંગથી થતા ફાયદા.



સતસંગ વિના જીવ તણો નવ થાયે કાંઇ સુધારો
જેમ નાવ વિના મહા સમુદ્રનો કોઇ ન પામે આરો ટેક ૧
જળને જેમ સરદ રૂતુ જેવી જળનો મળ તરત હરે તેવી
સત સંગતિ છે નરને એવી...... ...... ... ... ... ..." સતસંગ "
લુગડાંને સાબુ સરસ અડે મળ છાંડી ઉજળું તે નીવડે
શઠ સુધરે એમ સુ સંગવડે...... ...... ... ... ... ..." સતસંગ "
જેનું કોમળ મન કોમળ વાણી સતસંગ કરે ઉલટ આણી
કહે કેશવ સુધરે એ પ્રાણી...... ...... ... ... ... ..." સતસંગ "

રચનાર ગોંસાઇભાઇ ભાણાભાઇ બુડીઆ

# સંપથી થતા ફાયદા.

**દોહરો.**

સારૂં ઇચ્છો પરતણું, એમાં છે કલ્યાણ. ચાર વેદનો સાર એ, ઉલટી રીતે હાણ.
વાણી સઘળા સંતની, પોકારે છે એમ. પારસ પરખે લોહને, બને ખરૂં તે હેમ.
પ્રિત વિષે પડદો નહીં, મનમાં કરો વિચાર. સાચે રસ્તે ચાલતાં, કોપે નહીં કીરતાર.
ભેદ બુદ્ધી પ્રગટે જ્યાં, કદી સુખ ન થાય. સર્વ શાસ્ત્રને સંત સૌ, પોકારીને ગાય.
સમજે કર્તવ્ય તો સદા, પામે સુખ સંસાર. કુકર્તવ્ય સેવન થકી, કોપ કરે કીરતાર.
ગ્નાતી સેવા જે કરે, ધન્ય તેહની માત. જગમાં તે નર જનમ્યા, ખરેખરા પ્રખ્યાત.
સાચાનો બેલી પ્રભુ, સાચે રીઝે રામ. દુઃખ સકળ પ્રભુ દુર કરે, ઇચ્છે મંગો હામ.
બુડીઆ ગભેણી ઉંબર તલંગપોર ગામ નામ છે ચારે. છીઆવ સોનારી ડીપલી કુંડી કહેતાં નાવે પારે
વળોદ ખમરોલી ભટાર ને ભરથાણા. તેની વચમાં ગામ નામ અલથાણ.
આભવા વેશુ ખજોદને સરસાણા. ભીમરાડ મગદલા ને રૂંઢ પેટમાં.
પીપળોદ પાંડેસરા અડવા ગામ છે સારૂં. એ સિવાય બીજા આવે તો વધારૂં

**બનાવનાર મંગા લાલા ગભેણીના પટેલ.**

# દારૂ તાડીથી થતા ગેર ફાયદા.

એ વહાલા પ્રીય દેશી બંધુઓ દારૂ તાડીનો ધીક્કારવા રૂપી લતને કદી પણ આધીન થશો નહીં એટલુંજ નહી પરંતુ દારૂડીઆઓના સંગમાં કદી પણ આવતા નહી. ઇશ્વરી આજ્ઞાથી પુરવાર થયલુ છે કે મનુષ્ય પ્રાણીઓ ઉપર આવી પડતા તમામ દુઃખનો અડધો ભાગ આ દુષ્ટ તાડી દારૂની વ્યસનોની બુરી લતોથી છે. તાડી દારૂ પીવાના મહાવરાથી મનુષ્યની બુધી અને વિચાર શકિત ક્ષીણ થતી જાયછે વિચાર શકિત ક્ષીણ થતાં તેઓના મન મલીન થઇ દુષ્ટ વાસનાઓ અને દુરાચારમાં ફસતા વાર લાગતી નથી. તેઓના હાલ હવાલ હવામાં ઉડતા પક્ષીઓના જેવા થઇ રહે છે માટે હે મારા પ્રીય બંધુઓ તમને મારી નમ્રતા પુર્વક અરજ એ છે કે આ દુષ્ટ અને ભયંકર દુર્ગુણનો તમારા હ્રદયમાં સ્વપને પણ વાસો થવા દેસો નહીં.

**બનાવનાર.**

**K. P. Talati**



# ઇશ્વર સ્તુતિ

**શ્રી પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છાથી હે સદગૃહસ્થો આપણે કુલ મહાજન ભેગા થયા છે. જેથી આજના દીવસનો દેખાવ ઘણોજ રળીઆમણો લાગે છે. અને ભેગા થયલા કુલ મહાજનનો ઉપકાર માનીએ છીએ.**

**હે સદગ્રહસ્થો** ( મહાજનો ) હવે આપણી ન્યાતમાં જે રીવાજો વધુમતે આજે થાય તેજ મંજુર કરવા. કોઇપણ માણસ મહાજન પૈકીમાંથી થતા ઠરાવમાં વધારો ઘટાડો કરવાને કહેવું હોય તો પંચમાં કહેવાને શરમ રાખશો નહી. અને સરવે બંધુઓને નમીને કહુંછું કે આપણે જે શુભકાર્ય શરૂ કીધું છે તે ઉમંગ રાખી પુરૂં કરવા ખંત રાખશો. એવી હમોને આશા છે. પરંતુ પંચ મહાજનમાં ભાષણ કરતી વખતે અપશબ્દ બોલવો નહીં જોઇએ. ભીમપોર ની પંચે જેવા નીયમો કરેલા છે. તેમજ ગાયકવાડી ૨૮ ગામ વાલાઓએ તેમને અનુકુળ આવ્યા તેવા નીયમો કીધા છે માટે આપણે પણ આપણને અનુકુળ આવે તેવા મહાજનની સંમતીથી કરવા જોઇએ.

**હે** પરમકૃપાળુ પરીબ્રહ્મ પરમાત્મા આ સર્વે સદગ્રહસ્થો ભ્રાતા સ્વજ્ઞાતી બંધુઓ એકત્ર થયા છીએ. તે જોઇ મારૂં મન અતિ હર્ષીત થયું છે અને મારી દીન પ્રતીદીન માયાળુ પરમાત્મા પાસે અહોનીશ માંગણી છે કે હમારા ભ્રાતુ ભૂમીના સ્વજ્ઞાતી બંધુઓને અહોનિશ આયુષ બક્ષી

જારે દોલત પ્રાપ્ત કરી તથા કુસંપને દુર કરી અમરવેલી માફક અગર ચાતક પક્ષીના દીન પ્રતી દીન ચાહનાં તરફે મુજબ સંપ કરી તમો (સરવે મહાજન) અને તમારૂં કુટુંબ સુખ શાન્તીમાં રહો અને આયુષમાન થાવો એવી મારી સૃષ્ટિકરનાર ભગવાન પ્રત્યે નમ્રતા પૂર્વકવિનંતીછે. બોલો શ્રી રામકૃષ્ણકી જય. શ્રી રાધેકૃષ્ણકી જય.

સુજ્ઞ સદગૃહસ્થો ઓરપાડ તાલુકાના નેવું ગામ. અને સચીન તાબાના ભીમપોર ડુમસ ગામ માં આપણી સ્વજ્ઞાતીમાં જે જ્ઞાતીધારા બંધાયા છે અને તેમાં જે સદગૃહસ્થોએ પરીશ્રમ ઉઠાવી, જ્ઞાતી બંધુઓના શુભકાર્ય વિષે અથાગ શ્રમ લઇ બહાર પાડયાછે તેઓને તથા તેમના માત પીતા ને ધન્યવાદ ઘટે છે.

હે મારા વહાલા સરવે શ્રોતા સજ્જનો હું મારી અલ્પ બુધ્ધીથી એક બે બોલ કહેવા માગું છું તેને પવિત્ર કર્ણ દુવારે તુલના કરી તેને દીર્ઘ આયુષી કરશો. આ બાબતમાં મારી કાંઇ ભુલ ચુક હોય તે માફ કરવા તમો મહાજન પ્રત્યે નમ્રતા પૂર્વક વિનંતી છે.

આપણા મનુષ્યના જીવન કુશળ ઉપર નીરંતર સારી અથવા નઠારી અસર થયા કરેછે એવુ આર્યપ્રજામાં પ્રાચીન કાળથી ચાલુ છે ભાઇઓ કયા નિયમથી મનુષ્યના જીવન ઉપર અસર થાય છે. તેનું જ્ઞાન સરવેને થઇ શકતું નથી કારણકે નવું જ્ઞાન થવામાં સર્વ જ્ઞાતી બંધુઓની મતી ને અત્યંત સુધી સુધ્ધ સમક્ષામાં રહેવાની જરૂર અગત્ય છે પરંતુ તેઓને શી અસર થાય છે. જો સારી અસર થતી હોય તો વધારે સારી શીરીતે કરી શકાય છે અને નઠારી થતી હોય તો તે શીરીતે નીવારી શકાય છે. તેનું જ્ઞાન પ્રત્યેક મનુષ્યજ અભ્યાસથી તથા સંત સેવાથી પ્રાપ્ત કરી શકે છે.

ભાઇઓ આ પ્રમાણે ભૂતકાળથી વર્તમાન કાળના સર્વ દેશના વિદ્વાનો સત્યતાનો સ્વીકાર કરવાનું લખી ગયા છે એ આપણો મૂળ પાયો છે પણ હાલના જમાનામાં કેટલાક અજ્ઞાન લોકો તે વિદ્યા ખોટી છે અને તે અભણ અને અજાણ્યા લોકોએ ચાલુ કરી છે.

લી. ગભેણીકર **પટેલ મંગા લાલા**

ના યથાયોગ્ય સર્વ જ્ઞાતી બંધુઓની પવિત્ર સેવામાં અંગીકાર કરશો



શ્રી

# સત્યનારાયણ

મોજે ચોર્યાશી તાલુકાના પૈકી હમારા નીમેલા ચોરાનાં હમારી કોળી ન્યાતીનાં ધારણો તેમ નીયમો થયા છે. તેનાં અધ્યક્ષ તથા સરપંચ તથા ગામ્ય પંચ પટેલ કુલ મહાજને દાખલ કરાવ્યા તેનાં નામ નીચે મુજબ.—

| પ્રમુખ | | ચેરમેન | |
|---|---|---|---|
| પ્રભુ મોરાર | ભીમરાડ | નમલા નારણ | અડવા |

## કુલ મહાજનના સરપંચ

| | |
|---|---|
| મંગા લાલા પટેલ | ગભેણી |
| બાલા લક્ષમણ પટેલ | ખુડીઆ |
| મકન રામજી | અડવા |
| જસમત છીબા | આભવા |
| કાનજી રધા | વડોદ. |
| નમા રામજી | ઉબેર |
| છીમકા જસમત | મગદલા રૂંઢ |

## ગામ્ય પંચ.

| | ગામનું નામ | ગામ્ય પંચના નામ. |
|---|---|---|
| ૧ | અડવા | નાના લક્ષમણ |
| ૨ | સોનારી | રતના ગોવન |
| ૩ | ખજોદ | દયાળ કાનજી, ફકીર વલભ |
| ૪ | ભીમરાડ | દુલભ છીકા તથા કારા કલાણ |
| ૫ | જીઆવ | દેડીઆ હીરા તથા બીજલા કાનજી |
| ૬ | અલથાણ | ખુશાલ ભગા. |
| ૭ | ભટાર | |
| ૮ | દીપલી | જેરીઆ લાલા તથા ઉકા લાલા |
| ૯ | કુંઢી | નરશાહ ખાલપા |
| ૧૦ | ગભેણી | માવજી ભીખા તથા દુલભ દેડીઆ |
| ૧૧ | તલંગપુર | બીજલા ભાણા તથા નાથા ભુલા |
| ૧૨ | સરસાણા | દુલભ મકન તથા દેવા મોરાર |
| ૧૩ | વેસુ | ખુશાલ જોગી |
| ૧૪ | પાંડસરા | રણછોડ દુલભ |
| ૧૫ | વડોદ. | કુબેર હાંશજી તથા કાનજી રધા |
| ૧૬ | પીપળોદ | પરાગ જેરામ |
| ૧૭ | ઉબેર | રામજી મીઠા તથા મંગર દેડીઆ તથા રણછોડ વાલીઆ તથા નમા રામજી તથા નાણુજી નાના |

| | | |
|---|---|---|
| ૧૮ | ભરથાણા | માવજી રણછોડ |
| ૧૯ | ખુડીઆ | મંગળ ભુલા તથા હાસજી ભવાન તથા મંગા ઉકા તથા ચીમા કારીઆ તથા ઉકા મકન તથા ભાણા મંગર તથા રવજી છીબા |
| ૨૦ | બમરોલી | ગોવન દેવા તથા મકન વલભ તથા ભૂલા કુંવરજી તથા જસમત વાહલા તથા દેવજી લખમણ તથા બાલા જોગી |
| ૨૧ | આભવા } લાયુ કળીયું. } | વાલીઆ ઉકા તથા મીઠા વાલા ફકીર કાલીઆ તથા રામજી ભાણા |
| ૨૨ | મગદલા | રણછોડ રતના ભાણા વાલા હાંસા પરશોતમ ગોના કોલા જેરામ નરસિંહ |
| ૨૩ | રૂંઢ | છીમકા જસમત પ્રેમાશંકર પટેલ કારીઆ દુલભ ભાંકા પાંચીઆ |

## ગ્રામ્ય પંચ શીલક તથા ચોપડા જેમના કબજામાં રાખવા નીમ્યાછે તેના નામો.

| | |
|---|---|
| નાના લક્ષમણ | અડવા |
| રતના ગોવન | સોનારી |
| દમાળ કાનજી | ખજોત |
| દુલભ કીકા પટેલ | ભીમરાડ |
| ખીજલા કાનજી | જીઆવ |
| ખુશાલ ભગા | અરથાણ |
| ઉકા લાલા | દીપલી |
| નરસઇ ખાલપા | કુંડી |
| માવજી ભીખા | ગભેણી |
| નાથા ભુલા | તલંગપુર |
| દુલભ મકન | શરશાણા |
| ખુશાલ જોગી | વેસુ |
| રણછોડ દુલભ | પાંડસરા |
| કુબેર હાંશજી | વડોદ |
| પરાગ જેરામ | પાપળોદ |
| નમા રામજી | ઉબેર |
| માવજી રણછોડ | ભરથાણા |
| મંગળ ભુલા | ખુડીઆ |
| જસમત વાહલા | બમરોલી |
| જસમત છીબા } | આભવા |
| રામજી ભાણા } | લાયુ કળીઉ |
| રણછોડ રતના | મગદલા |
| પ્રેમા શંકર પટેલ | રૂંઢ |

# શ્રી ગણેશાયનમ:



## શ્રી ચોર્યાશી તાલુકા પૈકી નીચે લખેલા ગામોમાંથી માનધાતા વંશાવળીઆ તળબદા મહાજનના નીયમો.



## સંવત ૧૯૬૬ના માગસર વદ ૬ને વાર શની, તા૦ ૧લી જાનેવારી સને ૧૯૧૦



## શ્રી ચોર્યાશી તાલુકાના માનધાતા વંશાવળીઆ મહાજન પંચના ઠરાવો કરીએ છીએ તે નીચે મુજબ.

૧ જો બીજા ગામના આપણી ન્યાતીના લોકો આ ધારા મુજબ ચાલી આપણી શાથે સંબંધ રાખવા ખુશી હોય અને તે બાબત લેખીત કબુલાત આપે તો તેમને પણ આ મહાજન પંચમાં ગણવામાં આવશે.

૨ કુલ મહાજનમાં પંચને લગતું કામ નીમેલા સરપંચ મારફતે કરવું અને તેમાં નીમેલા પૈકીમાંથી સઘળા ન મળે તો ઓછામાં ઓછા ચાર સરપંચો હાજર હોવા જોઇએ જો તેથી ઓછા હાજર થાય તો પંચને લગતુ કોઇપણ કામ કરી શકશે નહીં અને તેના ચુકાદાથી પક્ષવાલા રાજી ન થાય તો તે કામ પંચે નીમેલા પ્રમુખ રૂબરૂ લઇ જવું પણ તે કામ પ્રમુખ અને સરપંચ મળી કરવું અને તે કામનો ચુકાદો કરે તેમાં પ્રમુખનો ડબલ મત ગણવો પણ કોઇએ ( એટલે પ્રમુખ તથા સરપંચ મલી એકમત થઇ ) એક તરફી ( ગેર વાજબી ) ચૂકાદો કરે તો તેને દુનીઆમાં થતાં સર્વ પ્રાશ્ચીતનો દોષ લાગશે.

૩ જે વખતે મહાજન પંચ ભેગી થાય તે વખતે શરપંચના પટેલે તથા પ્રમુખ એક જગ્યાએ એકત્ર બેસવું અને ગામની પંચના પટેલોએ શરપંચના પટેલોની નજીક પણ તેઓથી અલાયદા એકત્ર થઇ બેસવું અને કુલ મહાજનનાં બીજા માણસોએ સરપંચ કે ગામ પંચના પટેલોની વચ્ચે ભેલસેલ થઇ બેસવું નહી પણ તેઓની નજીક ઇલાયદા બેસવું એથી ઉલટી રીતે ચાલનાર પાસેથી રૂ૦ ૧ ) સજા દંડ તરીકે લેવો.

૪ મહાજનની અગર ગામની પંચ ભેગી થાય ને પંચાતનું કામ શરૂ થાય ત્યારે સઉએ પોત પોતાની જગ્યાએ બેસી જવું કોઇએ ઉભા રહેવુ નહી પંચાતને લગતાં કામમાં જે કોઇએ કાંઇ બી દાદ માંગવી હોય તો તે વખતે તેને બોલવાની છુટ છે તે એવી રીતે કે પંચની રજા લઇ ઉભા થઈ સરપંચો તરફ મોં કરી અરજ ગુજારવી પણ એક માણસ અરજ કરતો

હોય તથા ભાષણ કરતો હોય તેનું પુરેપુરૂં વિવેચન થયા સિવાય બીજાએ બોલવું નહીં. અથવા પંચમાં કોઇએ અપશબ્દ બોલવો નહીં ને પંચાતનું કામ ચાલ્યા પછી કોઇએ ઉભા રહેવું નહીં. આથી ઉલટી રીતે ચાલશે તો તેને રૂ૦ ૧ દંડ કરવામાં આવશે.

૫ મહાજન પંચ યા ગામ પંચમાં કોઇએ આપસ આપસમાં તકરાર કરવી નહી તેમજ એક જગ્યાએથી ઉઠી બીજા પાસે જઇ છુપી રીતે ચાલતા કામની વાતો કરવી નહીં તેથી સૌને વહેમ પડે છે. અને લડાઇ થવાનો સંભવ રેહેછે. પંચમાં પ્રમુખ કોઇને વધુ બોલતો અટકાવી બેસી જવા કેહે તો તેના હુકમને માન આપી બેસી જવું છતાં તે ન બેસે ને બોલવું ચાલુ રાખે ને ગરબડ કરે તો તેને તે દીવશની થતી પંચાતમાંથી ઉઠાડી મુકવામાં આવશે. અને ત્યારબાદ રૂ૦ ૧ દંડ લઇ પંચાતમાં બેસવાની છુટ થસે.

૬ જે દિવસે મહાજનની પંચ કે ગામની પંચ બેઠી હોય તે દિવસે પંચાતનું કામ શરૂ થયા પછી પંચના કે મહાજનના કોઇ પણ માણસે એક જગાએથી ઉઠી બીજા માણસની પાસે જઇ બેસવું નહીં તેમજ એક બીજાને બહાર તેડી જઇ છુપી વાતો કરવી નહિ તેમ કરવું ગેર વ્યાજબી છે. તથા સઉને તેથી વહેમ પડે છે. ને પરપંચ થઇ જવાનો સંભવ રહે છે. માટે તેવા માણસ પાસેથી રૂ૦ ૧–૪–૦ ગુનેહગારીનો લેવો ને તે દિવસથી પંચાતનું કામ પુરૂ થાય ત્યાં સુધી તેનો પંચમાં બોલવાનો હક રહેશેજ નહિ. પણ પંચમાં બેસવાની છુટ રહેશે. પણ પંચાતે તે દિવસનું મુકરર કરેલું કામ પુરૂં થઇ જવાથી બીજા દિવસની પંચાતમાં બીજું કામ શરૂ થાય ત્યારેજ તેનો બોલવાનો હક થશે.

૭ કુલ મહાજન અથવા ગામ પંચમાં મત ભેદ પડે તો વધુ મતે ફેસલો કરવો, તે બાબત લેખીત્ત મત લેવા

૮ શરપંચના પટેલો તથા ગામ પંચના પટેલો તથા તથા પ્રમુખ નીમા યા પછી જો તેમની નલાયક વરતુણક તથા પક્ષાપાત માલુમ પડે તો તેને કુલ મહાજનની પંચે બરતરફ કરવા મુખત્યાર છે. જો બરતરફ થએલા પટેલ શરપંચ ન હોય તો તેની પાસેથી રૂ. ૭–૪–૦ ગુનેગારીના લેવા ને ગામ પંચનો પટેલ હોય તેની પાસે રૂ. ૫–૪–૦ લેવા ને અધ્યક્ષ બરતરફ થયો હોય તો રૂ. ૧૧–૪ લેવા ચેરમેન જો બરતરફ થયો હોય તો રૂ. ૭–૮–૦ લેવા.

૯ જેને કુલ મહાજનની પંચ બેસાડવાની જરૂર પડે તો તેણે પ્રથમ એક શરપંચના પટેલને અથવા ગામપંચના પટેલને રૂ. ૧૫ આપી પોતે શા કારણથી પંચ બેસાડવાનોછે તે બાબત સવીસ્તર લખી ખબર આપવો તે પટેલે પંચ બેઠામણી લવાજમ તથા ખબર પહોંચ્યા પછી પંદર દિવસની મુદતમાં કુલ મહાજનની પંચ બેસાડી ન્યાય મેળવવો સદરહુ પંચના રૂપીઆ ઉપર લખેલી ત્રણે લવાજમના રૂપીઆ ગામના પંચના પટેલની પાસે શિલક હોય તેને આપી પાકા મેળે જમા કરાવી તેની રસીદ લેવી ન્યાય મેળવ્યા પછી પંચને એમ માલુમ પડે કે પંચ બેઠામણીના રૂ. બીન ગુનેગારને ભરવા પડેલા છે તો તેની સામેના પક્ષ જો ગુનેગાર ઠરેતો તેને શીરછે એટલે જે પક્ષ ગુનેહગાર ઠરે તેની પાસેથી લઇ બીન ગુનેહગારને આપવા પણ પંચના ધારવામાં આવે કે બંને પક્ષ સરખા ગુનેહગાર છે તો તે ઉપરનુ લવાજમ પંચ બેસાડનારને શીર છે.

૧૦ જો કોઈ ગરીબ માણસને મહાજનની પંચ બેસાડવાની જરૂર પડે અને તે ગરીબ નાદાર છે એમ સરપંચની કમેટીને ખાત્રી થાય તો મહાજન પંચ બેસાડવાનું લવાજમ તેની પાસે લેવામાં આવશે નહિં પણ મહાજન પંચ ભેગું થયા પછી ભેગું કરનાર માણસ પોતે ગુન્હેગાર ઠરે તો, પંચ બેસાડવાનું લવાજમ અથવા તેનો થોડો ભાગ, લેવા પંચ મુખત્યાર છે.

૧૧ પંચાત કરાવનાર બન્ને પક્ષ પંચને લવાદ નામું લખી આપે ત્યારબાદ પંચાતનું કામ આગળ ચલાવવું. જો કોઇ પક્ષ ગુન્હેગાર થવાના ડરથી લખી આપવા ના કહેતો તે પક્ષ ગુન્હેગાર છે, એમ જાણવું. અને તેની પાસેથી પંચની ગુન્હેગારી રૂા. ૧૫-૪-૦ દંડ લેવો.

૧૨ પંચાત કરવા નીમેલા પટેલો પૈકી જે પટેલ પંચાત કરાવનાર બન્ને પક્ષમાંથી કોઇનો હેતેશ્વરી સગો હશે તો તેઓને પંચાતમાં બોલવાનો હક નથી પણ જો તે કાયદેસર બોલવાનું શરૂ કરશે અને પોતાના સગાની પક્ષપાત ન રાખશે તો તેને બોલવાની છુટ છે. પણ જો પંચને વહેમ લાગે તો તેને પંચનો ઉપરી અમલદાર અટકાવ કરવાને મુખત્યારછે.

૧૩ ગામપંચના પટેલે મહાજનની પંચ બેસવાનો દિવસ મુકરર કરી તેનો દિવસ ૧થી ૧૫ દિવસની મુદ્દતમાં એકઠા કરવાનો દિવસ મુકકર કરવો શરપંચ તથા અધ્યક્ષને ખબર આપવી સદહુ ખબરથી ઠેરવેલે દિવસે હાજર થવું હાજર થવામાં ચૂક કરશે તો તેની પાસેથી રૂા. ૧-૪ દંડ લેવામાં આવશે. ને જેને જરૂરનું કામ હોય તો તે લેખીત પુરાવો પંચમાં મોકલશે તો તેને છૂટ છે. અને પંચના ખરચથી પ્રમુખે બધે ગામ ખબર આપવી.

૧૪ પંચાતના બાંધેલા નીયમોથી ઉલટા ચાલવા માટે અથવા પંચાત બાબતની બીજી કંઇ કસુર બદલ પંચે જેને ગુનેગાર ઠેરવ્યો હોય; ને તે ગુનેગારી નહીં આપે તેમજ મહાજનની પંચમાં રહેવા ના પાડે તેને મહાજન પંચથી બાદ કરવો. તેવા બાદ કીધેલા માણસ સાથેકે તેનાં ઘરનાં માણસસાથે કોઇએ કશીવાતનો વેહેવાર રાખવો નહીં. જે છુપી રીતે વેહેવાર રાખશે. એમ પંચને માલુમ પડશેતો તેને પણ મહાજનની પંચથી બાદ કરવો આ ઉપર મુજબના ગુનેગારો જો મહાજનને અરજ કરી પાછા દાખલ થવા માગે તો મહાજન જે શિક્ષા ઠેરવે તે લઇ તેને દાખલ કરવા મહાજન મુખત્યાર છે. એવા દંડ વધુ મતે મુકરર કરવા.

૧૫ જે માણસ મહાજનની પંચ પાસે ચુકાદાની દાદ લવાજમ ભરી માગે તો તેણે પોતાનો તદ્દન ખુલાસો લેખીત આપવો. જો તે ભુલથી અગરકંઇ કારણથી કંઇદાદ માગવી ભુલી જાય તો તેને બીજી પંચ એકઠી થાયે તે વખતે તેની દાદ સાંભળવાને મહાજન અગર પંચ બંધાયલી નથી. માટે તેણે તેજ વખતે પોતાનો તદન ખુલાસો મેળવવાને કાળજી રાખવી.

૧૬ મહાજનની પંચે જેને ગુન્હેગાર ઠેરવ્યો અને તેણે ગુન્હેગારી આપવા ના કહી હોય અને તેથી પંચે મહાજનથી બાદ કીધો હોય અથવા પંચે કરેલા ચુકાદાથી નારાજ થઇ તે માણસ મહાજનની પંચમાં કે પંચ બહાર પંચના કોઇ પણ માણસની સાથે તથા મહાજનના કોઇપણ માણસની સાથે તોફાન મારામારી કરશે તો તેને માટે મહાજનની પંચ મહાજનના ખરચથી સરકારમાં ફરયાદ માંડશે અને જો મહાજનની પંચમાં જોઇતી ર[illegible] નહિ હશે અને વધુ રકમની જરૂર પડે તો કુલ મહાજને ફાળે પડતી રકમ મહાજ[illegible] સરવે પંચે ઉગરાણું કરી આપવું પડશે.

૧૭ આપણી મહાજનના ગામો જે મુકરર થયા છે તે પૈકી આખુ ગામ કાંઇ કારણસર નીકળી જાય તો તેની સાથે બીલકુલ વહેવાર કાંઇ પણ જાતનો રાખવો નહીં અને તે પાછા દાખલ થવા માગે તો કુલ્લ મહાજન એકઠી કરી રૂ ૧૦૧) એકસો એક લઇ કુલ્લ મહાજનની પંચમાં દાખલ કરવા.

૧૮ મહાજનની પંચમાં જે રકમ યા નાણું એકઠા થાય તેમાંથી રૂ. ૨૫) પંચાતના જરૂરીયાત કામ માટે પ્રમુખને ત્યાં અનામત રાખી પાકા મેળથી હિસાબ રાખવો બાકી વધુ રકમ થાય તે કોઇ બેંકમાં મહાજન પંચના નામથી જમા કરાવવાને જે વધુ થાય તો મહાજન સંમત્તીથી ધર્માદા અગર કોઇ સમાર્ગે વાપરવા પણ સીલીક ઓછામાં ઓછી રૂ ૨૦૦) રહે નહીં ત્યાં સુધી બીજો ખરચ કરવો નહીં. અને ગામપંચની સીલક ગામની સંમતીથી સારા અને સમાર્ગે વાપરવી.

૧૯ પંચ બેસવાની ખબર મહાજનને આપવા માટે મજુરી બદલ જે ખરચ થાય તે મહાજનની સીલકમાથી આપવો.

૨૦ મહાજનની અથવા ગામ પંચને લગતા તમામ કામ સારૂ દફતર રાખવા અને પંચાત ચુકવવા બાબતનો લેખીત દાખલો દફતરે રાખવોને જરૂર પ્રસંગે તે ચુકાદો પંચ બેસે ત્યારે વાંચી સંભળાવવો પંચાત સંબંધી દફતરો વીગેરે કાગળો સરપંચને સ્વાધીન રાખવાં અને ગામના દફતરો ત્થા સીલક ગામના પંચના પટેલે રાખવી તે મહાજન જેને મુકરર કરે તેની પાસે રહે.

૨૧ પંચની પાસેથી કે પંચના પટેલો પાસેથી પહોચ જવાબ વીગેરે લખાણથી થવા ખાયેસ રાખનારે પોતે પણ લખાણથીજ કામ રાખવું.

---

## પંચની સત્તા.



છુટા છેડા કરવા બાબત, એક બાઇ ઉપર બીજી બાયડી લાવવા બાબત, અગર ગામની પંચને પચ સંબંધી જે બાબત મહાજન પંચ અગર સરપંચ પંચમાં મૂકવા લાયક જણાય તેવી બાબતનો નીકાલ કરવાની, ત્થા ગામની પંચના આપેલા ચુકાદાથી નારાજ થઈ સરપંચ યા મહાજન પંચથી ચુકાદો લેવા ખાયેસ રાખનારનો નીકાલ કરવા, સરપંચ ત્થા પ્રમુખ મુકામ નકકી કરે તે ગામે કરવો. એ સિવાય બીજા કામનો નીકાલ ગામની પંચના પટેલની મારફતે ગામની પંચ એકઠી કરી મેળવી શકશે અગર મહાજનનો કોઇ શખ્સ પોતાની બાજી ખાનગી તકરારનો પંચ પાસે લવાદ તરીકે ફેસલો કરાવવા રાજી હશે અને બન્ને પક્ષ લેખીત લવાદ પત્ર મહાજન પંચને લખી આપશે તો મહાજન પંચ તે વાજબી ઇન્સાફ આપશે અને તે ચુકાદો છેવટનો ગણવામાં આવશે જો ગામના પટેલને લાગે કે અમુક બાબત મહાજન પંચમાં લઇ જઇ મહાજન પંચનો ચુકાદો મેળવવાની જરૂર છે તો તેને તે બાબત સરપંચ પટેલોની કમેટીને જાહેર કરવી ને જો સરપંચ પટેલોને વાજબી લાગે તો તેઓએ મહાજન પંચ બોલાવવી અને એ મહાજન પંચ બોલાવે તેનું કાંઇ લવાજમ લેવાનું નથી.

# લગ્ન સંબંધી ઠરાવ.

૧ પ્રથમ લોકો જ્યારે છોકરાંનાં વિવાહ કરે છે ત્યારે સારી ભલમનસાઇથી રૂડા ખરચથી વીવાહ કરે છે અને જ્યારે લગનના દીવસ નજીક આવે તે પ્રસંગે કાંઇ કારણથી તોડવાનો પ્રસંગ આવે છે અને તોડી નાંખે છે તે રીવાજ હવેથી બંધ કરવામાં આવે છે પ્રથમ વિવાહ થયેલો જે તોડસે એવી મહાજન પંચને જો ખાત્રી થસે તો તેને ગુન્હેગારી બદલ રૂા. ૫૧-૪ આપવા પડશે અને તેની સામેના પક્ષના માણુસને વીવાહ સંબધી જે ખરચ થયો હશે તેટલો ખરચ વીવાહ તોડનાર પાસેથી અપાવવો ખરચ આપવાના કડ તેને મહાજન પંચથી બાદ કરવામાં આવશે.

૨ પ્રથમ વિવાહ કરતી વખતે છોકરાના તથા છોકરીના મા બાપ યા વાલીએ એક બીજાએ કેવી રીતે પરણાવવું તે પ્રથમ ઠરાવવું અને તે કંકુ કન્યા કે વાંકડો તે મુકરર કરવું અને વાંકડો હોય તો તે કેટલા રૂા. તે નકી કરવું કે પાછળથી વિવાહ તોડવાનો સંભવ રહે નહીં

૩ છોકરા અગર છોકરીના વિવાહ થતી વખતે એક બીજાને ત્યાં હારડા વીગેરે કરવામાં આવે છે તેમાં ત્રણુ પાંચ કે સાત માણુસ મોકલવાં તેથી વધારે મોકલશે તેની પાસેથી રૂા. ૧૦-૪ દંડ લેવામાં આવશે તથા ગોલ ખાવામાં તથા નાળીઅરને રૂપીઓ આપવામાં પણુ ત્રણુ પાંચ કે સાત માણુસો મોકલવાં વધારે જો કોઇ મોકલશે તો તેને ઉપર મુજબ રૂા. ૧૦-૪ ગુન્હેગારી આપવા પડશે.

૪ છોકરા છોકરીના મા બાપ કે વાલીએ એટલે વરવાલાએ કન્યાના મા બાપ યા વાલીને સામા રૂા. આપવા નહીં અને જો કદાચ નાદાર હોય અને જેનાથી ખરચ નભી શકાય તેમ નથી તો તેણે સરપંચની સંમતી લઇ સરપંચ ઠરવે તે રકમ છોકરીના મા બાપ યા વાલીએ લેવી બાદ લગ્ન કરવું.

૫ વિવાહ થયા પછી પરણુવા આગમચ છોકરો કે છોકરી કાંઇ પણુ અકરમાત યા દૈવ જોગથી લુલું પાંગળું આંધળુ કે એવી ભારે ખોડ કે જેનાથી માણુસ નાલાયક થાય એવી ખોડવાળું થવાથી મહાજનની પંચના ધારવામાં આવે કે એ ખોડ લગન કરવા લાયક નથી તો તે વિવાહ તુટેલો ગણુાવ એવી રીતના વીવાહ મહાજન સમંતીથી તુટી શકશે તેમાં એક બીજાને થયલો ખર્ચ પાછો મળશે નહીં.

૬ કંકુને કન્યાથી જેણે લગ્ન કરવાં હોય તેમણે વરના માબાપ યા વાલીએ કન્યાને માટે પલ્લા ના દાગીના રૂ. ૬૫ ના લઇ જવાં. કન્યાના માબાપ કે વાલીએ વરવાળાને પહેરામણી બેસામણી રૂ. ૫)તીજ કરવી ને કન્યાને માટે લુગડાં રૂા. ૨૦ સુધીનાજ લઈ જવાં વધારે લઇ જવા નહીં અને જે કોઇ વધારે લઇ જશે અને મહાજનને ખાત્રી થશે તો તેને મહાજન પંચ જે દંડ કરશે તે ભરવો પડશે.

૭ વાંકડો ભરી જેમણે લગ્ન કરવાં હોય તેઓને કન્યાના માબાપ કે વાલીએ વાંકડાના રૂા. ૩૧ થી ૬૧ સુધીજ ભરવા વરવાળા એટલે વરના માબાપ કે વાલીએ કન્યાને માટે પલ્લાંના દાગીના વાંકડાની રકમથી અઢી ગણાં લઇ જવાં ને તે કન્યાને ચઢાવવાં અને પહેરામણી

મેસામણી વાંકડાના રૂપીઆથી પા ગણી કરવી કન્યાને માટે લુગડાં રૂા. ૨૦ થી ૩૦ સુધી નાંજ લાવવાં અને જે કોઇ આ રીવાજથી ઉલટા ચાલશે તેને રૂા. ૫૧-૪ મહાજન પંચ દંડ કરશે તે આપવો પડશે.

૮ કંકુ અને કન્યા એવી રીતથી લગ્ન થાય તો વરઘાઘામાં પાઘડી રૂ૦ ૧ થી પાંચ સુધીની લઇ જવી વાંકડાવાળા વરને પાઘડી રૂા. ૫ થી ૧૦ સુધીની રાખવી.

૯ લગ્ન વિવાહ કે નાંતરામાં એક બીજાએ સામાસામી ફટાણા એટલે ભુંડા ગીતો ગાવા નહીં જેને ત્યાં એવા ગીતો ગાવામાં આવશે તેને રૂા. ૫-૪ દંડ કરવામાં આવશે ને ગાનારને રૂા. ૧-૪ દંડ થશે. રાહદારી એટલે જેમાં અપશબ્દ નહીં આવે એવા ગીતો ગાવાની છુટ છે.

૧૦ લગ્નના વરઘોડા સામાસામી થાય ત્યારે પોતાના ડાબા હાથ તરફને રસ્તે ચાલ્યા જવું અને નાળીએર બદલવું નહીં. આ રીવાજને ઊલઘન કરશે તેને રૂ૦ ૧૫-૪ દંડ કરવામાં આવશે.

૧૧ કન્યાને વરના મા બાપ કે વાલીએ જે પલ્લાંનાદાગીના ચેઢાવ્યા હોય તે દાગીના એક બીજા ની કજારજાએ કન્યાના માબાપ કે વાલીએ વરના માબાપકે વાલીને તરતજ વગર પંચ કરવે તેમજ બીન તકરારે સ્વાધીન કરવાં અને કન્યા નાની હોય ને વરને કજારજા થાય તો પલ્લાંની જનસ કન્યા કાજ કરે તે વખતે વરના મા બાપ કે વાલીને સ્વાધીન કરવાં અને જો કન્યાના મા બાપ કે વાલીની મરજી કન્યા કાજ કરે તે અગાઉ પલ્લું આપવાની હસે તો છુટ છે જો એક બીજાને આપ લે થવાથી સમજીને પતાંવશ કરશે નહી ને પંચ મારફતે કરવામાં આવશે તો પંચનુ લવાજમ તેને ભરવું પડશે અને જો નહી આપવા બદલ જે ગુનેહગાર ઠરશે તેને પંચ જે ઠરાવ કરશે તે મુજબ દંડ આપવો પડશે અને તે દંડની રકમ રૂા. ૫૧ સુધીની રાખવી કદાચ વર કન્યાના મા બાપ યા વાલી એક બીજાનું એવી રીતનું લેહણું જે કોઇ આપવા નાદાર હાલતમાં હસે તો તેને માટે મહાજનની પંચ યોગ્ય તપાસ કરી યથાશકિત જોઇ વા જબી ચુકાદા આપસે તે છેવટના ગણવામાં આવસે

૧૨ મોસાળુ કરતી વખતે વર કન્યાને માટે મોસાળામાં ફકત રૂ. ૫૧ ) સુધીની રોકડ રકમ અથવા લુગડાં વીગેરે કરવી વધુ કરેતો તેને રૂ. ૫૧ ) દંડ કરવામાં આવશે.

૧૩ લગ્ન વખતે વાજીંત્રમાં ઢોલી ૨ થી ૬ લગી લઈ જવા બીજા કોઇપણ પ્રકારનાં વાજીંત્ર લા વવા નહીં વાહનમાં વરરાજા માટે ઘોડો એકજ રાખવો અગર બળદગાડી રાખવી. અને ભુગરીઆ ફકત બે લઇ જવા.

## નાતરૂ (પુનરલગ્ન)



૧ નાતરૂ કરનારે એક બીજાના સારા ગુણો જોઇ નાતરૂં કરવું અને જો નાતરૂ કરનાર કન્યાના માબાપ યા વાલીને કંઇ રકમ આપવાની જરૂર પડેતો સર પંચની સમંત્તી લઇ સરપંચ જે રકમ ઠેરવે તે રકમ લઇ કામ કરવું

૨ નાતરૂ કરનાર શખ્સે કન્યાના પલ્લાના દાગીના રૂ૦૨૫૧) નું લઇ જવું તથા લુગડા અને ઘર મળી રૂ ૪૦ થી ૬૧ લગીમાંજ કરવાં એ સિવાય જે કોઇ વધારે દાગીના છુપી રીતે લઈ જશે તો એક બીજાની કજારજાએ રૂ ૨૫૧) નું પલ્લું અપાવવાને પંચ મુખત્યાર છે બીજી જનસની જવાબદાર પંચ નથી

૩ કોઇ પણ મરદ કે સ્ત્રી બન્ને પોત પોતાની રાજી ખુસીથી પલ્લાના દાગીના સીવાય નાતરૂ કરશે તો તેને માટે મરદ અગર સ્ત્રીની કજા રજાએ છુટા છેડા થતી વખતે પંચ કોઇ રીતે જોખમદાર નથી

૪ નાતરામા જનાર માણસે કન્યાના માબાપ યા વાલીના ઘરમાંથી કાંઈ પણ ચીજ લાવવી નહિ અને જે કોઈ લાવશે તેને રૂ ૫-૪દંડ કરવામાં આવશે અને જો જનસ એવી રીતે લાવશે અને તે બદલ સાબીત કરી આપશે તેને રૂ૧-૪ પંચ તરફથી ઇનામ આપવામાં આવશે

૫ કોઇ પણ નાતરૂ કરનાર શખ્સે પંચના રીવાજ મુજબ રૂ૩-૮થી વધુ આપવુ નહીં માથુ ઠોકામણું રૂ૦-૮ તથા ઢેડાને રૂ૦-૪ જુદા આપવા

૬ બીજા ગામના ચોરામાં નાતરૂ કરવા જવુ પડેતો તે ગામના રીવાજ મુજબ વર્તવું

## મરણ વિષે.

૧ મરણ સમયે ક્રિયા વિગેરેનો ખરચ કરવો તેમાં રસોઇ લાડુ તથા દુધપાકપુરી તથા લાપસી તથા માલપુડા એ સિવાય બીજી રસોઇ કરવી નહીં અને બારમાં તેરમાને દીવસે આપણી ન્યાતમાં ઘરકું માણસ મરી જાયતો તે દીવસે લોકીક કરવા જવુ નહી તેમજ ભજનીઆ પણ બહાર ગામના બોલાવવા નહી તેમજ નામવાર નોતરાં સિવાઇ કોઇને ત્યાં જવું નહી ને જો ઉપલી બાબતનુ ઉલઘન કરી માણસો આવશે તો આવનાર માણસને રૂ૧-૪ ને જમાડનારને રૂ. ૫-૪ દંડ તરીકે લઇ ગામી પંચને સ્વાધીન કરવું—ઉપલી હકીકત જાહેર કરશે તેને રૂ૦-૮ ઇનામ આપવામાં આવશે અને આ ચોરાના ભજનીઆએ બીજા ચોરામાં બીલકુલ જવું નહીં. તેમજ બીજા ચોરાવાળાને ભજન કરવા બોલાવવા નહીં. જો કોઇ ભજનીઆ બોલાવશે તથા લઇ જશે તેને રૂા. ૫૧-૪ દંડ કરવામાં આવશે.

૨ સમસાનમાં ખાંધીઆને તાડી દારૂ ઘર ધણીએ તેમજ બીજા સગા વહાલાએ પાવી નહી ને તે છતાં કોઈ માણસ પાશે તો પાનારને રૂ૧૫-૪ તથા પીનારને રૂ૧-૪ દંડ કરવામાં આવશે પણ લાડુ વીગેરેની છુટ છે

૩ પોતાના ગામમાં કોઇ પણ માણસનું મરણ થાય તે વખતે ઘર દીઠ એક મરદ ને એક બાઇએ જરૂર જવુ જો કદાચ એવા વખતે ઘરનું માણસ હાજર ન હોય તો તેને છુટ છે પણ જાણી જોઇ આવશે નહી તેને રૂ૧-૪ દંડ કરવામાં આવશે પણ એક ઘરમાંથી મરદ અગર સ્ત્રી એ બેમાંથી ગમે તેણે એક આવવું જોઇએ જો નહીં આવશે તો તેણે રૂા૦ ૧-૪-૦ ગુન્હેગારી બદલ આપવો પડશે.

## પરચુરણ બાબતો વિષે.



૧ લાયક ઉમ્મર થવાથી કોઇ મરદ પોતાની સ્ત્રીનું ભરણ પોષણ નહીં કરે તો તે બાઇએ અગર બાઇના માબાપ કે વાલીએ ગામની પંચના પેટેલને જણાવી પંચ બેસામણી લવાજમ રૂ ૨-૮ ભરી ગામી પંચ એકઠી કરવી પંચમાં ધણીની કસુર જણાયતો પંચના ધારા મુજબ ધણીએ ગામી પંચ રૂબરૂ તે બાઇને ફારગતી આપવી જો આપવી ના પાડે તો પંચના ધારા મુજબ મહાજન પંચથી બાદ કરવામાં આવશે. અને તેવા મરદો નીકાલ કરીને પંચમાં ભેગા થવા જણાવે તો તેને રૂ ૧૦-૦ દંડ લઇ એકઠા કરવા.

૨ કોઇ મરદ પોતાની પણીયત અથવા નાતરાની ધણીઆણીને તે લાયક છતાં કોઇ પણ કારણ સર રજા આપે તો તે મરદે બાઇને રૂ ૨૫૧] આપવા અને જે પલ્લાના દાગીના બાઇને ચડાવેલાં હસે તે દાગીના પણ બાઇના સ્વાધીનમાં રહેશે એવી રીતે જે કોઇ ન કરશે તેની પાસે રૂ૦ ૫૧) ફારગતી સિવાઇ મહાજન પંચમાં લેવામાં આવશે તે આપવા પડશે નહીં. આપશે તો મહાજનથી બાદ કરવામાં આવશે.

૩ જે કોઇ બાઇ માણસ લાયક ઉમર થયા પછી ખરાબ ચાલ ચાલી કે બીજા કોઇ કારણથી મરદનું ઘર સંસારીક રીતે ચલાવવાની જેના ખુશી નહીં હશે તે બાઇએ પોતાના ધણીએ ધારાના રૂ. સાથે ૨૫૧) રોકડા આપવા અને તેના ધણીએ જે પલાના દાગીના તે બાઇને ચઢાવેલાં હશે તેટલાં તે બાઇએ પોતાના ધણીને પાછા આપવા પડશે આ રીતથી જે કોઈ બાઇ ઉલટી ચાલશે તો તેને ફારગતી સીવાઇ રૂ ૫૧) ગુન્હેગારી બદલ આપવા પડશે. અને જે નહીં આપશે તો તેને મહાજનથી બાદ કરવામાં આવશે.

૪ કોઇ પણ મરદ અથવા સ્ત્રી ખરાબ ચાલ ચાલીને મરદ અથવા સ્ત્રી પોતાનુ ઘર સંસારીક રીતે ચલાવવામાં વાંધા પાડશે તેવી બાબત પંચના જાણવામાં આવશે તો તે સ્ત્રી અથવા પુરૂષને પંચના માણસે સમજુતી આપવી સમજુતી આપ્યા બાદ તે પ્રમાણે પુરૂષ અથવા સ્ત્રી નહી ચાલે તો તેના ગામી પંચના માણસો મહાજનની પંચથી બાદ કરશે અગરજો પંચના માણસોને માલુમ પડશે કે આ માણસનો સસારીક વહેવાર નહી ચલાવશે કે ચાલશે તો તેઓમાંથી જેની કસુર માલુમ પડે તેને ગામી પંચે પરચુરણ બાબતની કલમ બીજી તથા ત્રીજીને આધારે ફારગતા કરવી ગેર વર્તણુકની બાબતમાં જે માણસ મહાજનથી અગર ગામી પંચમાં જાહેર કરી સાબીત કરી આપશે તેને રૂ ૫) ઈનામ મળશે.

૫ પરણેલાં જોડામાંથી કોઇ માણસ લુલું આંધળું વિગેરે કામ કરવાને અશકત થાય તો તે જોડાંએ જે અશકત થયુ હોય તેણે મહાજનને લેખીત અરજી આપવી અને તેનો ચુકાદો મહાજન કરશે તે છેવટનો ગણવામાં આવશે અને તે ચુકાદો કબુલ નહી રાખશે તો મહાજન તેને બાદ કરશે ને તે ચુકાદો કબુલ કરી પાછો મહાજનમાં આવવા માગે તો ગુન્હેગારીના રૂ. ૫૧) લેવા. તે રૂ. મહાજન ખાતે જમા કરવા.

૬ જ્યારે કોઇ છોકરી લાયક ઉમ્મરે એટલે પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવી શકે એવી હાલતમાં થાય ત્યારે તેને સાસરેથી આણુ થયુ હોય તો તે છોકરીના મા બાપ યા વાલીએ સાસરે મોકલવી કદાચ જે દીવસે આણુ થયું હોય ને કાંઇ યોગ્ય કારણસર નહી મોકલી શકાય તો આણુ કરનાર માણસની સાથે છેવટમા છેવટ એક મહીનામાં ત્રણ આણે મોકલવી ને જે ન મોકલો તેને ગામી પંચે રૂ. ૫-૪ દંડ કરવો અને એ બાબતમાં ગામી પંચને લેખીત ખબર આપવી.

૭ કોઇ મરદ લાયક ઉમ્મરે પોતાની ઓરતને કોઇ પણ રસ્તે જતાં અટકાવશે એટલે પાછી વાળશે તેને ગામી પંચને ખાત્રી થવાથી તેમ કરનાર પાસેથી રૂ. ૫-૪ ગુન્હેગારીના લેવામાં આવશે.

૮ એક જીવતી બાયડી છતાં બીજી બાયડી પંચની રજા સિવાય થઇ શકશે નહીં અને જે કોઇ એવી રીતે કરશે અને તે બાઇ તથા બાઇના માબાપ યા વાલી ગામી પંચને ફરીયાદ કરશે તો તે ગામી પંચ જે ચુકાદો આપશે તે પ્રમાણે કબુલ કરવું પડશે અને જો તે કબુલ કરે નહીં તો તેને માટે સરપંચ તથા મહાજન પંચ ભેગી કરવા ગામી પંચે ખબર આપ

અને મહાજને યોગ્ય તપાસ કરી વ્યાજબી ચુકાદો આપવો બાદ જો તે ચુકાદો સામો માણુસ કબુલ રાખશે નહીં તો તેને મહાજન પંચથી બાદ કરો (અને એકત્ર મહાજન પંચે તે બાઈની ફારગતી તમામ મહાજનના પટેલ તથા સરપંચ તેમજ પ્રમુખે બાઇના ધણી તરફથી એક વરસ બાદ તેઓની ધ્યાનમાં આવે તો કરી આપવી) અને જ્યારે તે બાદ થએલો માણુસ મહાજન પંચમાં આવવા માગે ત્યારે તેની પાસેથી ફારગતીના રૂ૦ લઇ બાઇને આપવા તથા ગુન્હેગારી બદલ રૂ૦ ૫૧-૪ મહાજન પંચે લેવા.

૯ કોઈ બાઈને સંતાન નહીં થતાં હોય તે માટે અગર કોઇ ખાસ કારણુસર પોતાની પણીયત ધણીઆણીની પુરખુશીથી બીજી બૈરી લાવે તો પણ સરપંચ રૂબરૂ પોતાના ધણીને બાઇએ કરારનમુ લખી આપવું અને તે ઊપર સરપંચ અથવા પ્રમુખ વીગેરેની શાક્ષી લેવી. પરંતુ તેમ થવાથી ધણીની હૈયાતી બાદ પણીયતર બાઇનો કોઇપણ રીતનો હક નાબુદ થશે નહીં. જો પોતાની હૈયાતીમાં પણીયતર સાથે અણબનાવ થાય તો પંચને વાજબી લાગશે તે મુજબ બાઇને ખોરાકી બાંધી આપશે.

૧૦ ખચ વહેવારના કામમાં આપણી કોમ શીવાય બીજી નીચ કોમની સાથે જમવાનો વહેવાર રાખવો નહીં. જે કોઈ બીજી ન્યાતની સાથે બેસી પંગતમાં બેસી જમાડશે તેને રૂા. ૨૫-૪ દંડ કરવામાં આવશે.

૧૧ કોઈ માણુસ માંદુ હોય અગર કાંઇ દુઃખ પ્રસંગે ત્યાં મળવા જવું તેવી વખતે એક બીજાને ત્યાં સારાં સારાં જમણ કરી જમાંડવું નહીં એવી રીતે જે કોઇ જમાડશે તેને રૂ ૫-૪ તથા જમનારને રૂ ૧-૪ દંડ કરવામાં આવશે.

૧૨ મહાજન સાથે સંબંધ ધરાવે એવા કોઇ પણ કામનો નીકાલ સૌએ મહાજનની પંચ પાસે કરાવવો એ ધારો તોડસે તેની પાસે પંચને વ્યાજબી લાગે તે ગુન્હેગારી લેશે.

૧૩ બહાર ગામથી અગર ગામમાંથી બીજી નાતની બાયડી લાવે અગર પુરૂષ સાથે નીકળી જાય તેને મહાજનની પંચથી બાદ કરવું અને જ્યારે એવો માણુસ અગર સ્ત્રી-ન્યાતમાં ભેગા થવા માગે તેની પાસેથી રૂા૦ ૫૧-૪ દંડ બદલ લઇ ન્યાતમાં દાખલ કરવાં.

૧૪ લગ્નનાં દિવસે પરચુરણ ડાફા લેવામાં આવે જેવા કે રાધણીયાં, કોસીઆ, વરઘોડીઆ તથા બૈરાનો ગીતનો એ સીવાય લગ્નને અનુસરતા સંસારીક ડાફા લેવા એ સીવાય લેવું નહી. ફકત ઢેડાને બે આના આપવા ને વરઘોડામાં પાણી છંટામણીમાં ફકત એકજ નાળીએર આપવું આથી વધુ લેનારને તેમજ આપનારને રૂા૦ ૧-૪ દંડના આપવા પડશે.

૧૫ આપણી મહાજન પૈકી કોઇપણ માણુસે કન્યા વહેવાર ભાઠા ભાટપોરવાળા તથા ખારવા લોકો સાથે કરવો નહી. એટલે કન્યા આપવી અગર લેવી નહીં. એ કલમ તોડશે. તેને રૂા. ૫૦૧ મહાજન દંડ કરવાને મુખત્યાર છે.

૧૬ આપણી ન્યાતમાં જે થર પહેરવાનો રીવાજ છે તે છેવટ રૂા. ૨૫) સુધીનો પહેરવો એથી વધારે પહેરશે તેને રૂા. ૫૧ દંડ કરવામાં આવશે.

૧૭ આપણી ન્યાતમાં બૈરાં લોકોએ પીઠામાં પીવા જવું નહીં. ને જે કોઇ જાય તેને રૂા. ૫-૪ દંડ થશે. અને સાબીત કરી આપનારને રૂા. ૧-૪ ઇનામ આપવામાં આવશે.

૧૮ આપણી મહાજને તાડી અગર દારૂ લગ્ન તેમજ મરણ પ્રસંગે પીવાને માટે અત્યાર પ પીવા અગર પાવાને બંધ કર્યું છે એ બાબત કોઇ માણુસ એમ સાબીત કરી આપ

મરદ અગર સ્ત્રી પાછળથી અપશબ્દ બોલે તો તેને રૂ. ૫-૪ દંડ કરવો તે નીકાલ ગામે જ પંચ કરસે.

૧૯ આપણી મહાજન પૈકીના કોઈ માણસે નીચ કોમમાં મરદ અગર સ્ત્રી નબળી ચાલથી નીચ કોમમાં આડો વહેવાર રાખે તેને પાછી પંચમા ગમે તે પ્રકારે દાખલ કરવું નહી અને એવીજ રીતે ઉંચ કોમની સાથે વહેવાર રાખે અને તે સાબીત થાય તો તેની પાસે રૂ ૧૫૧ લઈ મહાજન પંચમાં દાખલ કરવું. નહીં તો તેને મહાજન પંચથી બાદ કરવું.

૨૦ ઉપલા ઠરાવોને જે જે ચુકાદા થાય તે ચુકાદાની લેખી ખબર એક સરપંચ તથા ચેરમેન તથા પ્રમુખને પંચના ખરચે આપવી અને ચુકાદા બાબતનો પંચના દફતરે લેખી દાખલો રાખવો

૨૧ આપણી ન્યાતનાં બઈરાએ રેલ્વે મારફતે ધંધાર્થે જવુ નહીં. પોતાના ધણીની સાથે ગમે ત્યાં જવાની છુટ છે. તેમજ જાત્રા વીગેરેની જવાની છુટ છે અને જે કોઇ રેલ્વે મારફતે મજુરી માટે જસે તેને ૧૦-૪ દંડ થસે

૨૨ લગનમાં સીરાપુરી લાપસી સેવ, ગોળપાપડી તથા કંસાર વીગેરે રસોઇ કરવી. પકવાન વીગેરે કરવાં નહીંને જે કોઇ એવી રશોઇ કરસે તેને રૂ ૫૧) તથા જમનારને રૂ ૧-૪ દંડ કરવામાં આવસે.

૨૩ કોઇ પણ માણસે નાતરૂ કરવાનું કોઈ પણ બાઇ સાથે નક્કી કર્યું હોય અને બીજો માણસ આવી નાતરૂ તોડી નાંખી નાતરૂ કરી જાય તેની પાસે રૂા. ૫૧-૪ દંડ બદલ મહાજને લેવા.

૨૪ કોઇ પણ માણસ મહાજનની સંમતી લઇ ધારા ઉપરાંત વધુ ખરચ તેમજ લગનનું સાહીત્ય લઇ જવા માગે તેણે ન્યાતી મહાજનને સંભળાવી રૂા. ૫૦૧) આપે તો સારૂ થાહિત્ય કરવું પણ તે મહાજનની પરવાનગી લઈ કરવું. અને જે કોઇ આ પ્રમાણે વરતશે નહીં તેને ન્યાતની બાહાર મુકવામાં આવશે.

૨૫ મહાજનથી બાદ થયલા માણસ સાથે કોઇપણ માણસ કંઇપણ પ્રકારનો વહેવાર રાખશે તેને રૂા. ૫૧) દંડ કરવામાં આવશે.

૨૬ કોઇ પણ માણસ નાદાર સ્થીતીમાં આવે એટલે જેને ખોરાકીનું સાધન બીલકુલ ન હોય તેવા માણસને માટે પંચે ખાત્રી કરી તેનાં સગાવહાલાને સોંપવું. અને કદાચ સગાવહાલાના પાડે તો મહાજન પંચે ખોરાકી પોસાકી આપવી તથા ભણવાને ખર્ચ મહાજનને આપવો.

૨૭ કોઇ પણ ઘરડું માણસ મરી જાય અને સગાવહાલા તેનું ક્રીયા બારમું કરવાને અશક્ત હોય તો તેને મહાજન ખર્ચે અવલ મજલ પહોંચાડવી તેની ક્રીયા મહાજન ખર્ચે ન્યાતે કરવી.

૨૮ આપણી મહાજન પૈકી કોઇ માણસ કોઇ પણ ચોરામાં જઇ ધારા ઉપરાંત વહેવાર કરે તો તેને રૂા. ૧૫૧) દંડ કરવો પણ બીજા ચોરામાં જવાની જરૂર પડે તો આ ચોરામાંના નીયમ પ્રમાણેજ વહેવાર કરવો.

૨૯ કોઇ પણ સ્ત્રી પોતાના ધણીનું ઘર માંડવા ખુશી હોય અને ધણીની પાસે ગુજરાનનું સાધન ન હોય તેમજ ઉડાવ હોય તો તે બાબતમાં મહાજનને ખાત્રી કરી વાજબી ચુકાદો આપવા મહાજન મુખત્યાર છે.

શ્રી ૧॥

હમો નીચે સહીના કરનાઓ ચોર્વાશી મહાજન પંચને લખી આપીએ છીએ કે આજરોજ આપણી મહાજન પંચે જેજે આપણી ન્યાતમાં જેજે સુધારા કરી જેજે ઠરાવો દાખલ કર્યા છે તે મુજબ વરતવાને હમો કબુલ છઇએ અને તે કબુલાત બદલ આ નીચે સહી કરી આપીએ છીએ તે તદન બીન કેફથી તથા વાંચી સંભળાવ્યું તે સમજી તથા ખરી તંદુરસ્તી હાલતમાં સહી કરી છે તે બરાબર છે અને આ સહી ઉપરથી મહાજન સ્ટાંપ ઉપર કલમો ચઢાવશે તે વખતે હમે સ્ટાંમપર સહી કરવા પણ આ ઉપરથી બંધાઇએ છઇએ તેમજ ગામીપંચને જે તે ગામના આસામીએ સહી આપવી અને સહી નહીં આપશે તેને મહાજન જે શિક્ષા કરશે તે હમારે કબુલ છે.

તા. ૧-૧-૧૯૧૦

## મહાજન ભેગું થયલું તે વખતે હાજર શખ્સે આ ઠરાવ પ્રમાણે ચાલવાને સહી આપી છે તેઓનાં નામો.

લખમા જીવણ સઇ દા. પોતે બમરોલીના
પરભુ મોરાર સહી દા. પોતે. બીમરાડ.

### ગામ બમરોલી

દુલભ ભાણા સઈ
છનીઆ ધનજી સઇ
દુલભ ગોપાળ સઇ
પરભુ લાલા સઇ
કેશવ દેવા સઇ
કેશવ હીરા સઇ
રવજી મોરાર સઇ
કારા ફકીર સઇ
ગાંડા જુલા સઇ
ભાણા જીવણ સઇ
ગાંડા દુલભ સઇ
સુખલા મખી સઇ
નાના રામા સઇ
કાનજી પરાગ સઇ
પરભુ રામજી સઇ
ભાણા જુરા સઇ
જુલા કુંવરજી સઇ
રણછોડ ગોવન સઇ
લખમા પેમા સઇ

ગાંડા ખુશાલ સઈ
કારા જીવણ શઇ
દીઆર રામજી સઇ
જસમત મંગા સઇ
રામજી કાળા સઇ
ખેચર નાના સઇ
ગોવન દેવા સઇ
મકન વલ્લભ સઇ દા. પોતે
લાલા કલ્યાણ સઇ
નારણ નાના શઇ
જગા કાનજી સઇ દા. પોતે
ફકીરભાઇ ગોવીંદજી શહી દા૦પોતે. બીમરાડ.
વહાલા મોરાર સહી દા૦પોતે.
ખુસાલ જોગી સહી દા૦પોતે. ભેસુ
ગોસાઇ ભાણા સહી દા૦પોતે. ભુડીઆ
ગોવન દેવા સહી દા૦પોતે. બમરોલી
વલભ ખુશાલ સહી દા૦પોતે ભુડીઆ
નાગજી ઉકા સહી દા૦પોતે ડીપલી
Keshavlal Parbhudas Talati
Bamroli.

### ગામ ભીમરાડ.

ભીમકા કાનજી સહી દા૦પોતે

